મહાસભા સમાચાર સમિતિ-માળા

# હિંદુ-મુસ્લીમ ઐક્યનો સ્તંભ

હકીમ

અજમલખાન

પ્રકાશક:

મંત્રી, સુરત જીલ્લા સમિતિ.

કિંમત ૦-૦-૩

---

ત બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળમાં આવેલા શ્રી અનાવિલ બંધુ પ્રી. પ્રેસમાં મુદ્રક ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયકે છાપી.

# હકીમ અજમલખાન

દુનિયા દોઢડાહ્યાઓથી ભરેલી છે તેથીજ ઘણીવાર સોનાના મૂલ્ય અંકાતા નથી અને કથીરની પૌંછે દુનિયાદારીઓ પાગલ થઇ જાય છે. આ જગતમાં વારંવાર વિરલ વિભૂતિઓ ભ્રમણામાં ગોથા ખાતાં માનવીઓને દૈવી સંદેશ સુણાવવા આવે છે પણ તેઓની હયાતી દરમિયાન દુનિયાના "ડાહ્યાઓ" તેઓને દિવાના, સ્વપ્નવાદી, તરંગી અને અશક્ય આદર્શવાદી લેખીને હસી કાઢે છે અને જ્યારે આવા મહાપુરૂષો આ ફાની જહાંનો ત્યાગ કરી જન્નતનશિન થાય છે ત્યારે તેઓની ખોટ માટે અફસોસ કરે છે. ઇસુખ્રીસ્ત જ્યાંસુધી માનવ બાંધવોના પ્રેમને ખાતર ક્રૉસપર ચઢી હસતા હસતા પોતાના પ્રાણનું બલિદાન આપી ગયા ત્યાસુધી કોઇએ તેમને પયગંબર તરિકે સ્વીકાર્યા ન્હોતા. પણ ઇસુ ક્રૉસ પર ચડયા પછી તેમની દિવ્યતા પ્રજાને સમજાઇ અને આજે જગત્‌ની ૧/૫ પ્રજા તેમને પોતાનો "તારણહાર પ્રભુ" તરિકે પૂજે છે.

રાષ્ટ્રીય જીવનમાં પણ ઉપલો નિયમ લાગુ પડે છે. રાજદ્વારી જીવનમાં પરસ્પર ઈર્ષ્યા અને સ્વાર્થની માત્રા વધારે પડતી હોવાને લીધે કેટલીકવાર મહાન વિરલ આત્મભોગી દેશભક્તો અંધારામાંજ પડયા રહે છે અને ખાલી ધાંધલ કરનારા દંભીઓ મોખરે આવી જાય છે; પણ એક વિદ્વાનનું કથન કહે છે કે તમે પ્રજાને થોડા સમય માટે ભમાવી શકશો: પણ હંમેશને માટે સમસ્ત પ્રજાને મૂર્ખ બનાવી શકાતી નથી.

યુનાની હકીમાના પોતાના અગાધ જ્ઞાન અને જવલંત દેશાભિમાનથી સારી આલમમાં પોતાનું નામ મશહૂર કરનાર દિલ્હીના સુવિખ્યાત હકીમ અજમલખાનજીના પ્રતાપી જીવનને ઉપલો નિયમ આબાદ લાગુ પડયો છે. તેમના જીવનમાં અનેક પરિવર્તનો થયા હતા અને હકીમજીના એ પરિવર્તનોનો દુનિયા-

દારીઓએ વારંવાર ઉંધો અર્થ કર્યો હતો. એકવાર "દેશભક્તિના ઈજારદારો" તેમને સરકારના વફાદાર ગણીને તેમની હાંસી કરતા હતા. પણ મહાન પુરૂષોને કપાળે એવી લોકનિંદા તો લખાયલીજ હોય છે તે કોણ નથી જાણતું ?

હકીમજીના પ્રતાપી જાહેર જીવનનો ઉલ્લેખ કરવા પહેલાં આપણે તેમના જીવનના આરંભપર નજર નાખીશું.

## બાળપણ અને વિદ્યાભ્યાસ

હીજરી સંવત ૧૨૮૪ (ઈ. સ. ૧૮૬૪) ના સવ્વાલ મહિનાની ૧૭ મી તારીખે હકીમ અજમલખાનનો જન્મ થયો હતો. પુત્રના લક્ષણ પારણામાંથીજ પરખાય તેમ હકીમજીએ બાલ્યાવસ્થામાંથીજ પોતાની પ્રતિભાની ઝાંખી કરાવવા માંડી હતી. જે પુરૂષના માથાપર અસહકારના યુગમાં હિંદના રાષ્ટ્રપતિનો કાંટાવાળો મુગટ મુકાવાનો હતો તે બાળપણમાં ઝળકયા વિના રહે ખરો ? ઈસ્લામી સંસ્કૃતિને અનુસરીને હકીમજીના પીદરે તેમને ચાર વર્ષની સુકુમાર વયથી પાક કુરાને શરીફનો અભ્યાસ કરાવવાની ગોઠવણ કરી અને નાનકડો અજમલ સાડાચાર વર્ષનો થયો ત્યારે તો કુરાનની સઘળી કલામો અને આયાતો તેને મ્હોડે થઈ ગઇ હતી.

હકીમજીને બાળપણથીજ વિદ્યાવિહાર કરવાનો શોખ હતો. ગમે તેની પાસેથી જ્ઞાન મેળવવામાં તેઓ શરમ માનતા નહોતા. બાળપણમાં તેમના પિતાશ્રીએ હકીમજીને વિદ્યાદાન આપવા માટે નામચીન ઉસ્તાદોની પસંદગી કરી હતી અને તેથી હકીમજીએ યુવાનીના આરંભમાં પ્રવેશ કર્યો ત્યારે તો તે એક સમર્થ વિદ્વાન બની ગયા હતા. ઈસ્લામી સાહિત્યમાં હદીસ, તફસીર અને ફીકાહનું જ્ઞાન મેળવનાર મૌલવી ગણાય છે. પીરજી સીદીક અહમદ દેહલવી, :સમ્સ-ઉલા-ઉલમા, મૌલવી અબદુલ હક્ક

સાહેબ હકકાની વિગેરે હકીમજીના પૂજ્ય ઉસ્તાદો હતા અને તેઓ પાસેથી અરબી રીલસુરી, સાહિત્ય, ભૂમિતિ તથા હદીસ, તફસીર અને રીકાહનું જ્ઞાન મેળવી હકીમજી ઉસ્તાદ બની ગયા હતા. ચુનાની વૈદું તો તેમની પેઢી દર પેઢીથી ચાલ્યું આવતું હતું. તેમના પિતા હકીમ મૌલવી મહમુદખાન સાહેબ દિલ્હીના એક નામાંકિત હકીમ હતા. પોતાના પીદરની શીતળ છાંયા નીચે હકીમજીએ વૈદાનો અભ્યાસ કર્યો હતો. પણ હકીમજીના પિતાને તેટલાથી સંતોષ થયો નહોતો. હકીમજીના મોટા ભાઈ પણ હકીમ હતા. તેઓ તથા હાજક-ઉલ-મુલ્ક, હકીમ અબ્દુલ મજીદખાં અને હકીમ ગુલામ રીઝાખાન સાહેબ જેવા નામાંકિત હકીમો પાસે તેમણે હકીમાની તાલીમ હકીમ અજમલખાનને અપાવી હતી.

હકીમજીને ચોસેઠ કલામાં નીપુણ બનાવવાનો તેમના પિતાનો વિચાર હોય એમ લાગે છે. અરબી સાહિત્યનો હકીમજી અભ્યાસ કરતા હતા. સાથે હકીમાની ઉંચી તાલીમ અપાતી હતી તેજ વખતે હકીમજીના અક્ષર મોતીના દાણા જેવા થાય તે માટે તેમને માટે ખલીફા મહમદ, અમીર પંજકશ અને મૌલવી રજીઉદ્દીન જેવા ઉસ્તાદો નીમવામાં આવ્યા હતા. ઉત્તમ લેખન કલાને ઉર્દુમાં “ખુશખત” કહે છે. આ કલામાં હકીમજી નિષ્ણાત ગણાતા હતા. શાયરી નોકાવ્ય શાસ્ત્રમાં પણ હકીમજી ગાંજ્યા જાય તેવા ન્હોતા. મહાન ઉર્દુ શાયર “ગાલેબ” તેમના પાડોશી હતા અને હકીમજીને શાયરીનો ભારી શોખ હોવાથી તેમણે “ગાલેબ” સાહેબની શાગીર્દી કરી શાયરીના સિદ્ધાંતો પણ શીખી લીધા હતા. આમ ૧૯ વર્ષની વયમાં તો હકીમ અજમલખાન અનેક વિદ્યા ભણીને પરવારી ગયા અને તે પછી ૨૦ વર્ષની ભરયુવાન વયે તેમણે પોતાની કીર્તિ સંસાર સાગરમાં હિમ્મતથી ઝુકાવી દીધી. સદ્‌ભાગ્યની બીના એ છે કે તેમના પિતાશ્રીએ હકીમજીને જીંદગીની

કીર્તિ સંસારના તોફાની સાગરમાંથી પાર ઉતારવાની જેવી તાલીમ આપી હતી અને આપણા ચરિત્રનાયકે પોતાના ઉસ્તાદો પાસેથી મેળવેલી વિદ્યાનો જનકલ્યાણ અર્થે ઉપયોગ કરી પોતાની, પોતાના ઉસ્તાદોની અને પોતાના નામી ખાનદાનની કીર્તિ કુલ ખલ્કમાં ફેલાવી હતી.

## પોતાની વૈદકીય શાળાની સ્થાપના

યુનાની વૈદકમાં પ્રવીણ થયા પછી હકીમજીએ પોતાના જીવનના ઉચ્ચતમ આદર્શો અમલમાં મેલવા માંડયા. હિંદુસ્થાનના લોકોપર પાશ્ચાત્ય વિચારકો એવો આક્ષેપ કરે છે કે હિંદુસ્થાનીઓ જે વિદ્યા જાણે છે તેનો પ્રજાને લાભ આપતા નથી. પરિણામે કોઇ ઉસ્તાદ મરણ પામે છે ત્યારે તેનો ઇલ્મ પણ તેની સાથે કબરમાંજ દટાઈ જાય છે. હકીમજીનું ખાનદાન, વૈદકના જ્ઞાન માટે જમાના થયા મશહુર હતું. વળી તે સમયે કેટલાક અભિમાની યુરોપીઅનો દેશી વૈદ્યોને ઉતારી પાડવાનો હલકટ પ્રયાસ કરી રહ્યા હતા. દેશી વૈદું ભલભલા યુરોપીઅન વૈદ્યોને ટક્કર મારનારૂં છે એવી અભિમાની પશ્ચિમને ખાત્રી કરી આપવા તથા પોતાના દેશ બાંધવોને આ સાચા વૈદ્યોની યોગ્ય તાલીમ લેવાની સગવડ મળે તે માટે હકીમ અજમલખાને ૧૮૮૨માં દિલ્હીમાં ટીબ્બીયા શાળાની સ્થાપના કરી અને તેમાં વર્ષો સુધી પોતે શિક્ષક તરિકેની ફરજ બજાવી પોતાના ઉમદા જ્ઞાનનો દેશના નૌજવાનોને લાભ આપ્યો. દેશી વૈદક શાળાઓમાં આજસુધી સરજરી (વ્હાડકાપ)ની તાલીમ અપાતી ન્હોતી. હકીમજીએ ટીબ્બીયા શાળામાં સરજરી શીખવવાની શરૂઆત કરી અને આજે તેમાં એલ. આર. સી. પી. સુધીનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે.

## હકીમ તરીકેની અપૂર્વ કારકીર્દિ

૧૮૯૨માં હકીમ અજમલખાન રામપુર સંસ્થાનના ચીફ મેડીકલ ઓફીસર નીમાયા. ત્યાં, તેમને માસિક રૂા. ૫૦૦૦ નો પગાર મળતો હતો. આ સમયે રામપુરમાં મૌલાના તૈયબ સાહેબ નામના અરબ્બીના એક ઉસ્તાદ આલીમ રહેતા હતા. હકીમજીને ઇલ્મની ભૂખ એટલી બધી હતી કે તેઓશ્રી પોતાના મોટા ઓહ્દાનું અભિમાન રાખ્યા વિના આ આલીમ પાસે બેસીને અરબ્બીનો અભ્યાસ વધારવા લાગ્યા અને આલીમ સાહેબે મુક્ત કંઠે હકીમ સાહેબની તારીફ કરતાં એવો મત દર્શાવ્યો છે કે તેમના જેવા ઇલ્મના ઉસ્તાદ આખા હિંદમાં મળવા મુશ્કેલ છે. દેશી રજવાડામાં જાત જાતના છળપ્રપંચ ચાલે છે તે જાણીતી વાત છે. હકીમજી પર છાંટા ઉડાવવા માટે પણ કેટલાક વિઘ્નસંતોષીઓએ પ્રયાસ કર્યો હતો. પણ તેમણે રામપુરના નવાબ સાહેબનું દીલ એટલું બધું જીતી લીધું કે નવાબ સાહેબ તેમને પોતાના નોકર નહિ પણ દિલોજાન મિત્ર સમજતા હતા. નવાબ સાહેબ સાથેની હકીમજીની મૈત્રી જીવનભર ટકી રહી હતી. જ્યારે હકીમજી રામપુરના મેડીકલ ઓફીસર હતા, ત્યારે અલીગઢની મુસ્લીમ કોલેજ તરફથી નવાબ મોહસીન-ઉલ-મુલ્કની આગેવાની નીચે એક ડેપ્યુટેશન નવાબ સાહેબની ખીદમતમાં હાજર થયું હતું અને હકીમજીની ભલામણથી નવાબ સાહેબે અલીગઢ કોલેજને રૂ. ૫૦ હજારની નાદાર બક્ષીસ આપી હતી. આ સમયથી હકીમજી અલીગઢ કોલેજના ટ્રસ્ટી થયા હતા.

૧૮૯૫માં હિંદમાં પહેલ વહેલી મરકી ફાટી નીકળી અને લોકો ઉંદરની પેઠે મરવા લાગ્યા ત્યારે હકીમજીએ મરકી વિષે એક ઉત્તમ તબીબી ગ્રંથ લખ્યો હતો. એ ગ્રંથમાં તેમણે સિદ્ધ

કરી આપ્યું છે કે ૨૦૦૦ વર્ષ પહેલાં તાઉન (મરકી) નો રોગ હિંદમાં ન્હોતો. પણ એ રોગના અનેક ઉપાયો યુનાની અને આયુર્વેદિક વૈદો જાણતા હતા.

## હિંદુસ્થાની દવાખાનાની સ્થાપના

લોકોને દેશી દવાઓ ગાંધીની દુકાને શુદ્ધ સ્વરૂપમાં મળતી નહોતી એ બીના હકીમજીને ઘણા વખતથી ખટકતી હતી. આ ખોટ પુરી પાડવા માટે ૧૯૦૨માં તેમણે દિલ્હીમાં યુનાની અને વૈદક મેડીસીન્સ કંપની, શુદ્ધ દેશી દવાઓ વેચવા માટે સ્થાપી ને આજે હિંદુસ્થાની દવાખાનાને નામે મશહુર છે અને જે દર વર્ષે દોઢથી બે લાખનો નફો કરે છે. આ દવાખાનાની સઘળી આવક ટીબ્બીયા કોલેજને નીભાવ માટે વાપરવામાં આવે છે. પોતાની મુડીથી સ્થપાયેલા દવાખાનાની કુલ આવક હકીમજીએ સાર્વજનિક ટીબ્બીયા કોલેજના નીભાવ માટે આપી દીધી છે તે તેમની બાદશાહી દીલાવરી બતાવી આપે છે.

## કોમી સમાનતાના સ્તંભ

૧૯૦૫ માં હકીમજીના વડીલ બંધુ હકીમ વાસીલખાં જન્નતનશીન થતાં હકીમજી પોતાના ખાનદાનની ગાદી પર આવ્યા. આજ વર્ષમાં તેઓ સખ્ત બીમાર પડવાથી હવાફેર માટે બગદાદ ગયા. આ સફર દરમિયાન તેમણે મસ્કત, બસરા વિગેરે શહેરોની મુલાકાત લીધી અને પેલેસ્ટાઇન તથા સીરીઆના તમામ આલીમોએ તેમના ઇલ્મની પ્રશંસા કરી. બગદાદની સફરેથી પાછા ફર્યા પછી તેમણે દિલ્હીમાં વૈદું કરવા માંડયું. આ સમયે રોજ તેમના દવાખાનામાં ગમે તે વખતે ૩૦૦ થી ૪૦૦ દરદીઓની હાજરી કાયમ નજરે પડતી હતી. એકલા હિંદનાજ નહિ પણ અફઘાનિસ્તાન, તુર્કસ્તાન અને બર્માના લોકો પણ તેમની દવા

જોવા આવતા હતા. હકીમજી પોતાના દર્દીઓમાં નાતજાત કે ધર્મનો અથવા ગરીબ અમીરનો લેશમાત્ર તફાવત રાખતા નહોતા. રેવરંડ સી. એફ. એંડ્રુઝ તેમના દવાખાનાની મુલાકાત લઇને ચકિત થઈ ગયા હતા. તેમણે લખ્યું છે કે "હું હિંદમાં આવ્યો તે પહેલાં હિંદમાં હિંદુ મુસલમાનો વચ્ચે ડોળે દીઠે વેર છે એમ મારા મન પર ઠસાવવામાં આવ્યું હતું પણ હકીમ અજમલખાનનું દવાખાનું જોયા પછી મારી ભ્રમણા ભાંગી ગઇ છે. હકીમજી હિંદુ, મુસલમાન, શીખ કે ખ્રીસ્તી વચ્ચે કોઇ જાતનો ભિન્નભાવ રાખતા નથી તેમને મન આખી આલમ જાત અલ્લાની ઓલાદ સમાનજ છે."

## હકીમજીની સેવાપરાયણતા

હકીમજીનું આખું જીવન સેવાપરાયણ હતું. ટીબ્બીયા શાળાને કોલેજ બનાવવાની તેમને હોંસ હતી અને તે માટે તેઓશ્રી અહર્નિશ મહેનત કરતા હતા. લોર્ડ હારડીંગે ૧૯૦૭ માં તેમના પરમાર્થી જીવનની કદર કરીને "મેગ્નેટ ઓફ ઇંડીયા"નો ખિતાબ નવાજેશ કર્યો હતો. આજ વર્ષમાં પોતાના પ્રાચીન ખાનદાનની માલીકીના ઉમદા દવાઓના પ્રીસ્ક્રીપ્શન હકીમજીએ ટીબ્બીયા કોલેજને બક્ષીશ આપી દીધા એટલુંજ નહિ પણ સુવાવડમાં યોગ્ય માવજતને અભાવે મરણ પામતી હિંદી સ્ત્રીઓના રક્ષણ માટે તેમણે ૧૯૦૮ ની સાલમાં દિલ્હીમાં દેશી સ્ત્રીઓને મીડવીફરી (સુયાણી) ની કેળવણી આપવા માટે મેડીકલ કોલેજ સ્થાપી જે હજુ ચાલુ છે. સરકાર સાથે એ સમયે તેમને સારો સંબંધ હતો. રાજદ્વારી ક્ષેત્રમાં તેઓશ્રી વિનીત પક્ષના ગણાતા હતા. ૧૯૦૮ માં તેમને હાજક-ઉલ-મુલ્કનો, સને ૧૯૧૬ માં નજત-ઉલ-ઉલ્માના માનવંત ખિતાબો સરકાર તરફથી અર્પવામાં આવ્યા હતા. આ અરસામાં હકીમજી મોટે ભાગે વિદ્યાપ્રચાર

માટે જ કામ કરતા હતા. ઓલ ઈંડીઆ મુસ્લીમ લીગ સાથે તેમને સંબંધ હતો; પણ હજુ સુધી તેઓ મોડરેટ હતા. સરકારપર તેમને શ્રદ્ધા હતી અને ધીમે ધીમે અંગ્રેજ સરકાર હિંદને ન્યાય આપશે એવો તેમને વિશ્વાસ હતો.

## સરકાર સામે

પણ ૧૯૧૦માં સરકારે દેશી વૈદો પર વજ્રાઘાત કરનારો એક કાયદાનો ખરડો ઘડી કાઢયો. યુનાની અને આયુર્વેદીક વૈદ હકીમો બધા ઉંટવૈદો છે અને ઈશ્વરે તબીબી વિદ્યાનો ઈજારો એકલા ગોરાઓનેજ આપી દીધો છે એમ માનીને સરકારે આ કાયદા અનુસાર સઘળા દેશી વૈદ હકીમોને વૈદાનો ધંધો કરવાની મના કરવાનો હેતુ રાખ્યો હતો. આ બીલ પ્રગટ થતાંજ સઘળા વૈદ હકીમો ખળભળી ઉઠયા. હકીમજીને સરકાર સાથે આ બીલને લીધે પહેલ વહેલી ખટપટ થઈ. ૧૯૧૦ના નવેમ્બરની ૨૭મી તારીખે હકીમજીના સતત પ્રયાસથી દિલ્હીમાં સઘળા દેશી વૈદ હકીમોની પરિષદ ભરાઇ અને તેમાં સરકારના બીલનો વિરોધ કરવા સાથે હકીમજીએ દેશી વૈદાની શ્રેષ્ઠતા સિદ્ધ કરી આપી. અંતે સરકારને નમવુ પડયું. પેલું બીલ અભરાઈ પર ચઢાવવામાં આવ્યું અને દેશી વૈદાની કબર ખોદાતી બચી ગઈ. આ રીતે દેશી વૈદાનું રક્ષણ કરવા માટે હિંદના નામાંકિત વૈદ હકીમોએ જે લડત ચલાવી હતી તેમાં હકીમજીનો હિસ્સો નાનો સુનો ન્હોતો.

## પશ્ચિમનો પ્રવાસ

૧૯૧૧માં શહેનશાહ પાંચમા જ્યોર્જ ગાદી પર બેઠા ત્યારે હકીમજી રામપુરના નવાબના પ્રતિનિધિ તરિકે લંડન ગયા હતા અને તે સમયે તે પ્રમાણે લંડન મ્યુઝીઅમમાંનાં જૂનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો. લંડનથી તેમણે પેરીસ, બર્લીન, વીએના, કોન્સ્ટેન્ટીનોપલ અને મીસરનો પ્રવાસ કર્યો હતો. આ સર્વ સ્થળોએ તેમણે વૈદકના પ્રાચીન ગ્રંથો તપાસી જોયા હતા.

## ટીબ્બીઆ કોલેજ

૧૯૧૨માં હકીમજીએ પોતાની માનીતી ટીબ્બીયા સ્કુલને કોલેજમાં ફેરવી નાખવાની યોજના ઘડી કાઢી. આ કોલેજની વ્યવસ્થા માટે ટ્રસ્ટીઓની એક બોર્ડ નીમવામાં આવી. તેમાં હકીમજીએ પ્રમુખનો ઓદ્ધો ન લેતાં મંત્રીપદ સ્વીકારીને પોતાની સેવાવૃત્તિનો પરચો બતાવ્યો. ટીબ્બીયા કોલેજના ટ્રસ્ટીઓની બોર્ડમાં હિંદુ ગૃહસ્થોની બહુમતિ છે તે પણ હકીમજીના દીલાવર દીલનો નોંધવાજોગ પુરાવો છે. ૧૯૧૬ના માર્ચ મહિનાની ૧૬મી તારીખે લોર્ડ હાર્ડિંગે આ જગમશહુર કોલેજનો પાયો નાખ્યો, જે વખતે સર હારકોર્ટ બટલર, લેડી બટલર વિગેરે નામાંકિત નરનારીઓ અને અધિકારીઓએ હાજરી આપી હતી.

## રાજકીય જીવનમાં પરિવર્તન

૧૯૧૮માં લોર્ડ હારડીંગ વિદાય થયા અને તેમની વિદાય થતાંજ હકીમ અજમલખાનના રાજદ્વારી જીવનમાં ભારી પરિવર્તન થયું. અંગ્રેજોની આ દેશમાં સત્તા જામી ત્યારે આ દેશમાં મુસ્લીમ રાજઅમલ હતો. આ કારણસર અંગ્રેજી રાજઅમલના આરંભમાં અંગ્રેજો હિંદુઓને અંગ્રેજી ભણાવીને સરકારી નોકરીમાં લેતા હતા અને મુસલમાનો એક વાર આ દેશના રાજકર્તા હોવાથી તેઓ અંગ્રેજોની નોકરી કરવાનું પસંદ કરતા ન્હોતા. અંગ્રેજોએ જાણી જોઈને હિંદુઓને સરકાર દરબારમાં આગળ વધાર્યા, અને મુસલમાનો પાછળ રહ્યા છતાં ૧૮૫૭માં બળવો ફાટી નીકળ્યો અને તેમાં હિંદુ મુસલમાન બન્નેએ ભાગ લીધો. બળવા પછી તાજના હાથમાં હકુમત આવ્યા પછી પણ ઇસ્લામીઓએ સરકારની નોકરી કરવાનું પસંદ કર્યું નહિ. અંગ્રેજોની સત્તાના મુળીયાં ઉંડા ઉતરી ગયા. આખા દેશમાં અંગ્રેજોની સાર્વભૌમ સત્તા સ્થપાઈ અને મુસલમાનો પછાતના પછાત જ રહ્યા એટલે મહાન મુસ્લીમ સુધારક સર સૈયદ અહમદે ૧૯૦૭માં

મુસ્લીમોને પાશ્ચાત્ય કેળવણી આપવા માટે અલીગઢ કોલેજની સ્થાપના કરી. આ કોલેજને પ્રતાપે મુસલમાનોને પોતાને તાબે કરી શકાશે એવી ગણત્રીથી સરકારે તેને ઘણી મદદ કરી હતી. હકીમજી સરકારની નીતિ તો ધોળા દહાડા જેવી સમજતા હતા. પણ એ રીતે પણ મુસ્લીમો ઉચ્ચ કેળવણીના લાભ લેતા થશે એમ માનીને તેમણે અલીગઢ કોલેજને ઉન્નત બનાવવામાં સંગીન ફાળો આપ્યો હતો.

## હોમરૂલ પ્રવૃત્તિમાં પ્રવેશ

૧૯૧૪માં હોમરૂલની ચળવળ ચાલી. ડૉ. એની બેસંટ આખા દેશની ઝુંપડીએ ઝુંપડીએ હોમરૂલનો મંત્ર પહોંચાડી દીધો. હોમરૂલ લીગની શાખા દિલ્હીમાં સ્થપાઇ અને ડૉ. અનસારી તથા અસફઅલી બેરીસ્ટર રાજદ્વારી ચળવળમાં પડયા. આ સમયે હકીમજી સરકારના માનીતા હતા. દેશી રાજાઓ અને નવાબો સાથે તેમને દોસ્તી હતી. તેઓ વિનીત પક્ષના ગણાતા હતા. પણ હોમરૂલની હાકલ પડતાં તેમનો દેશાભિમાની આત્મા ખળભળી ઉઠયો અને તેમણે દિલ્હીમાં હોમરૂલની ચળવળની આગેવાની લીધી. હકીમજી જેવા ગૃહસ્થ હોમરૂલની ચળવળના આગેવાન થવાથી દિલ્હીની જનતામાં અપૂર્વ ઉત્સાહ આવ્યો અને હકીમજીને પ્રતાપે સઘળા દિલ્હીવાસીઓ હોમરૂલર બની ગયા. તે વખતે હોમરૂલની ચળવળ અંતિમવાદીઓની ગણાતી હતી. આ ચળવળમાં પડવાથી રાજા-મહારાજાઓ અને નવાબો ટીબ્બીયા કોલેજના ફંડમાં પૈસા ભરશે નહિ, સરકાર એ કોલેજ પર કરડી નજર રાખશે વિગેરે અનેક વાતો કરીને હકીમજીને ભંભેરવામાં આવ્યા પણ એ સાચા ઈસ્લામીનો આત્મા જાગી ગયો હતો. તેમને માતૃભૂમિની ગુલામી અસહ્ય થઇ પડી હતી તેથી તેમને કશાની પરવા કર્યા વિના રાજદ્વારી સ્વતંત્રતા માટે નીડર પ્રયાસ કરવા માંડયા.

### કોન્ગ્રેસવાદી

પછી તો દેશની રાજદ્વારી ચળવળમાં પૂર આવ્યું અને હકીમજી અસહકારના રંગથી નાહ્યા. ૧૯૧૮માં દિલ્હીમાં કોંગ્રેસની બેઠક મળી ત્યારે કોંગ્રેસના પ્રમુખ ભારતભૂષણ મદનમોહન માલવિયા હતા અને સન્માનકારિણિ સભાના અધ્યક્ષ હકીમ અજમલખાનજી હતા. હકીમ અજમલખાને કોંગ્રેસના તખ્તા પર આ પહેલીજવાર ભાષણ આપ્યું હતું પણ દેશાભિમાન અને આઝાદીની તમન્નાથી તરવરતા તેમના ભાષણે આખી હિંદી જનતાને હલાવી મૂકી હતી. હવે હકીમજી મહાત્મા ગાંધીજીના સંસર્ગમાં આવ્યા અને સરકાર પણ એક મહાન મિત્ર ગુમાવવાની હોવાથી ઉંધા ઉંધા કામ કરવા લાગી. લોર્ડ ચેમ્સફર્ડની સરકારે રોલેટ એક્ટ ઘડયો અને સમસ્ત પ્રજાના વિરોધની પરવા કર્યા વિના તેનો અમલ કર્યો. ગાંધીજીએ બીજા દેશનેતાઓ સાથે મળીને એ કાયદા સામે સત્યાગ્રહનું યુદ્ધ આરંભ્યું. તા. ૬ઠ્ઠી એપ્રિલ ૧૯૧૮ને દિને આખા દેશમાં ઉઘાડે માથે સરઘસ કાઢીને રોલેટ એક્ટનું સ્નાન કરવાનું નક્કી થયું. એ કાળા દિને દિલ્હીમાં ગોળી ચાલી. હકીમ અજમલખાન અને સ્વામી શ્રદ્ધાનંદે લોકોને અંકુશમાં રાખવા માટે સતત પ્રયાસ કર્યો. દિલ્હીમાં ગોળીબાર થવાથી ગાંધીજી દિલ્હી આવવા નીકળ્યા પણ તેમને પલવલના સ્ટેશન પર રોકી પાછા વાળવામાં આવ્યા. આ વાતની ખબર પડતાંજ દિલ્હીવાસીઓ ખીજવાયા અને જો સ્વામી શ્રદ્ધાનંદ અને હકીમ અજમલખાન ન હોત તો દિલ્હીમાં તે વખતે શું થાત તેની કલ્પના કરતાં પણ કમકમાં આવે છે. માર્શલ લોના ઝેરી અમલમાંથી હકીમજીને પ્રતાપેજ દિલ્હી બચી ગયું હતું એમ કહેવામાં કંઈ અતિશયોક્તિ નથી.

### સરકાર સાથે છુટાછેડા

પછી જલીઅનવાલા બાગમાં જનરલ ડાયરે નિર્દોષ માણસોની નિર્દય કતલ કરી. પંજાબમાં માર્શલલો જાહેર થયો. જઝીરત-ઉલ

અરબને કબજે લેવાની બ્રીટીશ સરકારે પેરવી કરી, ખીલાફત પર પરધર્મીની સત્તા સ્થાપવાનો ભય ઉભો થયો એટલે હકીમજીની સરકાર પરની તમામ શ્રદ્ધા ઉઠવા લાગી. પંજાબની કત્લે આમની તપાસ કરવા માટે નીમાયલી હંટર કમીટી સમક્ષ હકીમજીએ નીડરતાથી લશ્કરીઓના અમાનુષી અત્યાચાર વર્ણવ્યા અને ત્યારથી જ તેમણે સરકાર સાથે છુટાછેડા કર્યા એમ કહીશું તો ચાલશે. ૧૯૧૯માં અમૃતસરમાં ખીલાફત કોન્ફરંસ, મુસ્લીમલીગ અને કોંગ્રેસની બેઠકો મળી. હકીમજી મુસ્લીમ લીગના પ્રમુખ હતા. આ ત્રણે પરિષદોમાં મોંટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાની ચર્ચા થઇ. મહાત્મા ગાંધી, શ્રી. ચિતરંજનદાસ વિગેરે સુધારા સ્વીકારવાને તૈયાર હતા. પણ હકીમજી લાંબા અનુભવથી સરકારને ઓળખી ગયા હતા. તેમને, લોકમાન્ય તિલકને અને ડો. અનસારીને ૧૯૧૯ના સુધારા ધૂળ જેવા લાગ્યા અને અંતે તેઓનો અભિપ્રાયજ સાચો પડયો છે તે આપણે છેલ્લા દશ વર્ષમાં જોઇ ગયા છીએ.

## પૂરેપૂરા દેશ સેવક

હજુ પણ સરકારની શુદ્ધિ ઠેકાણે આવે અને ખીલાફતનો અન્યાય ન થાય તે માટે ૧૯૨૦ના આરંભમાં મૌલાના મહમદઅલી વિલાયત ગયા અને તેમણે બ્રીટનના પ્રધાન મંત્રી મી. લોઈડ જ્યોર્જને મુસ્લીમોની ધાર્મિક લાગણીથી વાકેફ કર્યા. પણ અભિમાનની નીશામાં ચકચુર થયલા લોઈડ જ્યોર્જે ટર્કી સાથેના કરારમાં સુધારા કરવાની ના પાડી અને મૌલાના નિરાશ થઇ પાછા આવ્યા. પંજાબની કત્લે આમથી પ્રજા ઘણી ઉઠી હતી, ખીલાફતના અન્યાયથી મુસલમાનો ખળભળી ઉઠયા હતા અને હિંદની સ્વરાજયની માગણી તો જમાનાથી ઉભી જ હતી. આ ત્રણે હેતુ સિદ્ધ કરવા માટે મહાત્માજીએ અસહકારની યોજના ઘડી કાઢી. શ્રી દાસ, લાલા લાજપતરાય, શ્રી વિઠ્ઠલભાઇ પટેલ, શ્રી બીપીનચંદ્ર પાલ

વિગેરેને આરંભમાં મહાત્માજીના અસહકારના શર્ત પર શ્રદ્ધા ન્હોતી. પણ હકીમજીએ આ સમયે મહાત્માજીને સાથ આપ્યો અને કલકત્તામાં લાલાજીના પ્રમુખપણા નીચે મળેલી ખાસ કોંગ્રેસે અસહકારનો ઠરાવ કર્યો. હકીમજીએ કેસરે હિંદનો ચાંદ અને હાજક–ઉલ–મુલ્ક વિગેરે પોતાના ખિતાબો સરકાર પર રવાના કરી દીધા. હવે હકીમજી પ્રજાના પૂરેપૂરા સેવક થયા અને તેમની દેશભકિતની કદર કરીને આમ પ્રજાએ તેમને મસીહ–ઉર–મુલ્કના અતિ માનભર્યા ખિતાબથી નવાજ્યા.

## કોંગ્રેસના પ્રમુખ

અસહકારના આરંભ પછી જીંદગીની છેવટ સુધી હકીમજી મહાત્માજીના દિલોજાન દોસ્ત રહ્યા હતા અને ૧૯૨૦થી ૧૯૨૮ સુધી રાષ્ટ્રની સેવા માટે તન, મન અને ધન અર્પણ કર્યા હતા. ૧૯૨૧માં પ્રિન્સ ઓફ વેલ્સ હિંદમાં આવ્યા ત્યારે અસહકારમાં ભરતી આવી હતી. ૪૦ હજાર નૌજવાનો કેદમાં હતા. ડીસેમ્બર ૧૯૨૧માં અમદાવાદમાં મહાસભા ભરાવાની હતી. આ કોંગ્રેસના પ્રમુખ દેશબંધુ ચિતરંજનદાસ હતા પણ તેમને સરકારે પકડીને મૌલાના અબુલ કલામ આઝાદની સાથે કેદમાં પૂર્યા હતા. પ્રિન્સ ઑફ વેલ્સ કલકત્તા જાય ત્યારે જો હડતાળ પા.વામાં નહિ આવે તો અલી બીરાદરો સીવાયના સઘળા રાજદ્વારી કેદીઓને છોડી દેવાને તથા હિંદની રાજદ્વારી માગણી પર વિચાર કરવા માટે રાઉંડ ટેબલ કોન્ફરંસ બોલાવવાની લોર્ડ રીડીંગે તત્પરતા બતાવી હતી. આવા કટોકટીના સમયે હકીમજીને માથે અમદાવાદની મહાસભાના પ્રમુખનો તાજ મૂકવામાં આવ્યો મૌલાના હઝરત મોહિનીએ આ કોંગ્રેસમાં બ્રીટીશ સરકાર સાથેનો સંબંધ તોડી નાખીને સ્વતંત્ર પ્રજાસત્તાક સ્થાપવાનો ઠરાવ રજૂ કર્યો. મહાત્માજી તેમની સામે થયા પણ નૌજવાનો હઝરત મોહિનીના પક્ષમાં હતા. હકીમ અજમલખાને ગાંધીજીને ટેકો આપ્યો અને

એ રીતે તેમણે ૧૯૨૧માં મહાસભાને, સ્વતંત્રતાનો ઠરાવ કવખતે કરતી બચાવી લીધી હતી.

## પોતાની કોલેજની સ્થાપના

૧૯૨૨ માં મહાત્માજી બારડોલીમાં સત્યાગ્રહ કરવાના હતા, તે પહેલાં ૧૯૨૧ માં ટીબ્બીયા કોલેજના મકાનો બંધાઇને તૈયાર થઈ ગયાં. કોલેજ, બોર્ડીંગ અને હોસ્પીટલના મકાનો પાછળ ૯ લાખનો ખર્ચ થયો હતો. આ મકાનો ખુલ્લાં મૂકવાની ક્રિયા મહાત્મા ગાંધીએ કરી હતી અને હકીમજીની અરજથી કોલેજનો પાયો નાખનાર લોર્ડ અને લેડી હારડીંગની છબીઓ પણ ગાંધીજીએ ખુલ્લી મેલી હતી. આ સમયે ગાંધીજીએ કહ્યું હતું કે હું અંગ્રેજોનો દુશ્મન નથી પણ અંગ્રેજોના સ્વાર્થી રાજતંત્રનો દુશ્મન છું. હકીમજી પણ આ મત સાથે સંમત હતા.

## દેશસેવાથી જિર્ણ થતું શરીર

બારડોલીમાં મહાત્માજી સત્યાગ્રહ શરૂ કરે તે પહેલાં ૧૯૨૨ મા ચૌરીચૌરીનો હત્યાકાંડ થયો—મહાત્માજીએ સત્યાગ્રહ બંધ રાખ્યો. ગાંધીજીને મુંબઇની સરકારે પકડીને છ વર્ષની સજા કરી અને એક વાર ફરીથી દેશમાં રાજદ્વારી મતભેદ ફાટી નીકળ્યો. ધારાસભામાં જઈને ખંડન કરવાની નીતિ અમલમાં મેલવાની દાસબાબુ અને પંડીત નહેરૂએ ઘોષણા કરી. ધારાસભામાં જવું કે નહિ તથા દેશ સવિનય ભંગ માટે તૈયાર છે કે નહિ તેની તપાસ કરવા માટે હકીમજીના પ્રમુખપદ નીચે સવિનયભંગ તપાસ સમિતિ નીમવામાં આવી અને આ કમીટી આખા દેશમાં ફરી વળી. હકીમજીએ આ કમીટી સંબંધી રાત દિવસ એટલું બધું કામ કર્યું કે તેમની આંખમાં મોતીઆ પડી આવ્યા. કમીટીએ બહુમતિએ ધારાસભામાં જવાનો નિર્ણય કર્યો અને પછી સ્વરાજ પક્ષની સ્થાપના થઈ તે બધા જાણે છે.

હકીમજીના જીવનનો એક મહાન પ્રસંગ અત્રે નોંધવાની જરૂર છે. જામીયા મીલીયા નામે પરશીઅન, અરબી, અંગ્રેજી વિગેરેનો

ઉંચો અભ્યાસ કરાવનારી એક વિદ્યાપીઠ અલીગઢમાં થ
હતી. તેમાં કંઈક મતભેદ પડવાથી હકીમજી એ સંસ્થાને દિલ
લઇ આવ્યા અને જેમ ટીબ્બીયા કોલેજના નીભાવ માટે
હિંદુસ્થાની દવાખાનાની આવક આપી છે તેમ જામીયા મી
માટે કંઈક કરી જવાનો તેમનો ઈરાદો હતો. પણ કમન
તેમના આયુષ્યની દોરી તૂટી જવાથી તેમ થઈ શક્યું
હકીમજીએ આંખ પર ઓપરેશન કરાવ્યું અને જરા તે
તબીયત સારી થઇ કે તેમનો જૂનો "હાર્ટ ડીઝીઝ" ઉથળી આ
૧૯૨૫માં તેઓશ્રી સ્વીટ્ઝરલેંડ ગયા અને અનેક યુરોપ
ડોકટરોની સલાહ લીધી પણ તેમનો રોગ કોઇ પારખી શ
નહિ. ૧૯૨૭માં તે રામપુર ગયા. ત્યાં સાત સાત
તેમના રોગે હલ્લો કર્યો. એવામાં અફઘાનીસ્તાનના શાહ
મુંબઈથી વિલાયત જવા નીકળ્યા. તેમને માનપત્ર આપવાનું
કામ હકીમજીને સોંપાયું અને હકીમજી તદન અશકત હોવા
છતાં મુંબઈ જઇને અફઘાન શાહને માનપત્ર આપી આવ્યા.
હકીમજી મુંબઈથી પાલનપુર થઇ ૧૯૨૮ ના ડીસેમ્બરની ૨૫ મી
તારીખે દિલ્હી પાછા ફર્યા. હવે તેમની અજલ આવી રહી છે
એવું તેમને ભાન થઇ ગયું હતું. તેમણે છેલ્લું વીલ કર્યું
પછી રામપુર ગયા. રામપુરમાં તા. ૨૮ મી ડીસેમ્બર ૧૯૨૮
રાતે બે વાગે હિંદના આ મહાન દેશભક્ત જન્નતનશિન થ
બીજે દિને તેમની લાશને દિલ્હી લઇ જવામાં આવી ત્યારે તે
પાયદસ્તમાં હિંદુ, મુસલમાન, શીખ વિગેરે લાખો માણસે
ભાગ લીધો હતો. હકીમજીને બે કન્યા છે અને એક પુત્ર
તેમના પુત્રનું નામ હકીમ મહમદ જમીલખાં સાહેબ છે.

હકીમજીના જીવનના બે મુદ્રાલેખ છે: એક દેશભક્તિ
બીજો હિંદુ મુસ્લીમ એકતા! હિંદની પ્રજા આ મહા પુરૂષના
બે મુદ્રાલેખો જીવનમાં ઉતારશે તો જગત્માં કોઇ એવી શ
નથી કે જે સ્વરાજ્યને રોકી શકે.

ઇન્કિલાબ ઝિંદાબાદ.